

# મદનગીતા.

લેખક

શિવલાલ છગનલાલ ચાંદ્યા.

છપાવી પ્રસિદ્ધ કર્તા

શ્રી બાલાભાઈ ગીરધરદાસ ભાવસાર.

નડિયાદ-અમદાવાદ.

સંવત ૧૯૭૧ સને ૧૯૧૪

આવૃત્તિ ૧લી. પ્રત ૨૨૫૦

મૂલ્ય એક આનો.

...આમાં ... ગ્રંથાલય
અમદાવાદ
ગીરાજ... સંગ્રહ



# મદન ગીતા.

## દંપતિ જીવન બનાવો.

### હરિગીત.

એક દિન બે સાહેલડી
આવી પ્રીયાને ભેટવા,
બાથે ભરી બોકી કરી
કંઈ પ્રશ્ન પુછે અવનવા;
આ સેયા શાણી તારી કે
તુજ નાથની તે કહે મને,
પ્હીયારી છે કે આગવી
ઉત્તર સખી તું દે મને. 1.
સંવનન તારૂં થયું છે
કે નહિ સાહેલડી,
સાહેલડીને સ્નેહથી
તું કહે સખી અલબેલડી;

---

બોકી=બચ્ચી. પ્રશ્ન=સવાલ.
સેયા=પથારી. અવનવા=નવાઈ પમાડે તેવા.
સંવનન=સારી વિનવણી.

## દંપતિ જીવન બનાવો.

✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦

પ્રતિ ઉત્તર દેવાય ના;
લજવાઇ લલના લાજથી,
સ્વામી સમજીયો સહેજમાં
એ મંદ હુસ્યા હાસ્યથી!!

* * * * *

નીરખી પ્રથમ પ્રીયા વદન
નીજ સદનમાં પતિ ખુશ થયો,
અહા ઠીક છે મમ જીવન સખી
સંસાર તાપ હવે ગયો;
કીશોરી પણ યુવતી સમી
ઘર કામ ઉમંગે કરે,
પીયુ પ્રેમ મેળવવા વળી
યત્નો કંઇ કંઈ આદરે.
નીજ પ્રાણ પુસ્તક વાંચતો
સુતાં સુતાં શય્યા વિષે,
ચપળાક્ષી તે ચેતી જઇ
કંઇ ઘાટ ઘડીઓ મન વિષે;

---

પ્રતિઉત્તર=સામો જવાબ. સહેજમાં=સ્વાભાવિક.
વદન=મેં. કીશોરી=કુટતી જુવાનીવાળી સ્ત્રી.
સદન=ઘર, મકાન.

## દંપતિ જીવન બનાવો.

***********************************

નીજ નાથ નહિ એક દિન
પુસ્તક પ્યારીએ સંતાડીયું,
સુતી સમે સ્વામીએ શોધ્યું
તોય કર નવ આવીયું. ૪
પુછે બધાંને પ્રીયતમ
પુસ્તક ગયુ કયાં માહારૂં,
સ્નેહી સગાં સ્નેહે વદે
નીરખ્યું ન પુસ્તક તાહારૂં;
પ્રાતઃસમે પતિ શયન સ્થાન
સુધારવા સુંદરી ગઈ.
સુતેલ સ્વામી હસ્તમાં
પુસ્તક મુકી ખુશી થઈ. ૫
સ્વામી સમજ્યો સહેજમાં
સંભાળવી હવે સુંદરી,
સંધ્યા સમીપ સજ દીઠી
નાજુક નાની પુતળી !

---

પ્રાત સમે-સવારમાં. શયનસ્થાન-સુવાની જગા.
સહેજમાં-સ્વાભાવિક. સમીપ-પાસે.

# દંપતિ જીવન બનાવો.

**********************************

બાળા બીછાનું કર ધરી
નીજ સૈયા માટે પાથરે,
સ્વામી વધો એ સુંદરી
શા માટે યત્ન તું આદરે. ૬
સૈયા સલુણી તારી આ
અધિકારી તું છું અર્ધની.
સુખે પધારો સેજમાં
રૂતુ રૂડી છે વસંતની;
નીજ સ્વામી આજ્ઞા શીર-
ધરી મનમાં મુઝાતી માનિની,
પર્યંક પરે પોઢી જતાં
કંપી ઉઠી ત્યાં કામિની. ૭
હૃદય પણ ધડકી ઉઠયું
નીર નયનમાંથી નીકળ્યાં,
વહેતાં ઝરણુ સુખ ચંદ્રનાં
તે આ સમે મનમાં રહ્યાં;

---

કર-હાથ. સૈયા-પથારી. પર્યંક-ખાટલો.
પોઢી જતાં-સુઇ જતાં. નયનમાંથી-આંખમાંથી.
ઝરણુ-શબ્દો.

## દંપતિ જીવન બનાવો.

*************************************

નીજ હ્રદયમાં ચાંપી ચતુરાને
ચતુર સમજાવતો,
કંઇ કંઈ પુછી પુછી પ્રસ્ન
નીજ પ્યારીની લાજ મુકાવતો. ૮
મુખચંદ્ર છુપાવ્યો હતો
પ્રીય પ્યારીએ નીજ વસ્ત્રથી,
હેતે હસી ઉઘાડીઓ
પીયુજી નીહાળે હર્ષથી;
એવે સમે આવી ઉષા
વડીલો તણો ટહુકો થયો
' ઉઠો વહુ વાણું થયું '
આનંદ દંપતિનો ગયો. ૯

*　*　*　*

ઝુલે ઝુલંતી બાળા કો
નીજ શયનખંડે સ્નેહથી,
પાસે દિપકની જ્યોત પણ
બહુ જોરથી જગતી હતી;

---

લાજ=શરમ. હર્ષથી=આનંદથી.
ઉષા=પરોઢીયું. ટહુકો=અવાજ. દિપક= દીવો.
ઝુલે-હીંચકે. ઝુલંતી-હીંચકા ખાતી.

## દંપતિ જીવન બનાવો.

* * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * *

મુખથી નીકળતાં વેણુ-
મધુરાં દિલને હરતાં હતાં,
ભાવો સરળ સરવે ગયા
જાદુ નયન કરતાં હતાં. ૧૦
અવયવો સૌ ઉપસ્થાને
અંગ નવરંગ પામીયું,
દીપંતી તેવી બાલીકા
જોઇ જીવન ઝરણું ત્યાં વહ્યું;
શું વખાણું શું ન વખાણું
કીરતારે કરી શી કૃતિ !
કેશ કાળા શેષ જેવા
રંભા શી વદનાકૃતિ !! ૧૧
રમ્ય મુર્તિ નેત્રે ગમતી
હ્રદય રમતી ચિત હરે,
નસમાં ચઢાવે મધુ મધુરતા
પ્રાણુને પરવશ કરે;

---

દિલને-મનને. નયન-આંખો.
અવયવો-શરીરના ભાગો. નવરંગ=નવો રંગ.
કીરતારે-પરમેશ્વરે. પરવશ-પારકાને તાબે.

# દંપતિ જીવન બનાવો.

આધીન થઇ સ્વામી ગયો
જ્યાં બાળા ઝુલે ઝુલતી
શરમાઇ સ્યામા ઝટ ઉઠી
પૃથ્વી ખણે નીજ પાયથી. ૧૨
સ્વર્ગથી ઉતર્યાં અમો
સંસાર સ્વર્ગ બનાવવા,
પતિ દેવનાં દેવી બન્યાં
અમ ગૃહ રૂડું દીપાવવા;
એ ગીત ગાતાં માનિની
કહો કેમ ઝટ અટકી ગયાં,
ગજ ગામિની ગાવો ફરી
તમ નાથના હૃદયે ગમ્યાં. ૧૩
અલબેલી બોલો બોલ
અબોલા નાથથી કંઇ હોય નહિ,
શરમાળ સ્યામા સ્વામીના
સંગે શરમ કંઇ હોય નહિ;

---

આધીન-તાબે. ખણે-ખોતરે.
નીજ-પોતાના. ગૃહ-ઘર.
સંગે-સાથે. શરમ-લાજ.

## દંપતિ જીવન બનાવો.

નીચી નજર ઉંચી થઇ
આંખો ગઇ ઝુલા પરે,
ઝુલે ઝુલીઆ જમત રત્નો.
ગાતાં ગાતાં ત્યાં ઠરે. ૧૪
× × ×
એક દિન રીસાઇ રસીલી
પ્રણય કેરા કલહથી,
સુતી નહિ સૈયા વિષે ને
રાત્રી ગાળે રીસથી;
પલટાઇ ગીયા શાથી આ
વિચાર પતિ બહુ બહુ કરે;
વાણી વદી વિધ વિધ
રીઝવવા અતિ યત્નો કરે. ૧૫
મુગ્ધા બની બાળા ન બોલે
હૃદયપટ કો રીતથી,
નિષ્ફળ ગઇ હિકમત બધી
બાળા તણા ચારિત્રથી;

---

પ્રણય-પ્રેમ. કલહ-કંકાસ.
પલટાઇ-બદલાઇ. વિધવિધ-જુદી જુદી.
નિષ્ફળ-ફોગટ. હિકમત-યુકિત.

# દંપતિ જીવન બનાવો.

✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦

પ્રાતઃસમે પતિ પાસ આવી
સુતી સોડે સ્નેહથી,
જાગી ગયો નીજ નાથ
લલના લાજી સ્વામી હાસ્ય.થી ૧૧
× × ×
એક દિન સ્નેહી સાથ સુંદરી
સ્નેહથી વાતો કરે,
નાની અને નવલી કથાથી
સ્નેહીનાં દિલડાં હરે;
મુજ ઘેર મારી નાની બેની
આવી આજે સ્નેહથી,
સ્નેહી સગાં સ્નેહે વદે
તુજ નાની બેન નથી નથી. ૧૭
ચાલો બતાવું કહી ચતુરા
લાવી સૌ નીજ દ્વારમાં,
નીજ નાની નણુદી નેહથી
બતલાવી દીધી વા'લમાં;

---

પ્રાતઃસમે-પરોઢીયે.
નવલી-નવી. કથા-વાર્તા.
વા'લમાં-પ્રેમથી.

## દંપતિ જીવન બનાવો.

હા હા કહી સહુ બોલીઆં
આ બાંયડી બહાદુર દીસે,
એ બાયડી બહાદુર પ્રીય !
કહે કહે મને ઝટ કયાં હશે ? ૧૮
× × ×
એક દિન લીલા લીમડાના
થડ વિષે કો માનિની
બેઠી ધરી બેડું શીરે વળી
કચ્છ કસીઓ કામિની;
ધરી ઢીંચણે ઘડુલો રૂડો
કાનો ધર્યો છે કર વિષે,
ધણી નારી નળથી નીર ભરે
બેઠી હતી ભીડની મિષે. ૧૯
તે વાટથી જાતો હતો હું
સ્વજન ગૃહે સ્નેહથી,
કસી કચ્છ બેઠી કામિની
ત્યાં ગઇ નજર મમ નેહથી;

---

કચ્છ-કાછડો. ઘડુલો ઘડો. કર-હાથ.
નીર-પાણી. મિષે-બહાને. વાટ-રસ્તો.

८५१०

## દંપતિ જીવન બનાવો.

✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦✦

દ્રષ્ટિ મળી પળ એક તીરછું
ન્યાળી હું નીરખી રહ્યો,
જ્વાલા જલી જે નયનથી
ઝંપલાઈ તેમાં હું ગયો. ૨૦

ભુલી ગયો તન ભાન
શુદ્ધિ સાન પણ નવ કંઇ રહી,
એ એ પ્રતિમા પ્રેમની મુજ
હૃદયમાં કોરાઇ ગઇ;
એ નયન કહે ભૂતકાળની
વાતો દીએ ઠપકો મને,
એ એ પ્રતિમા પ્રેમની
કહે કોણ એ પ્રેમે મને. ૨૧

* * * *

એક દિન લલના નેહથી
નીજ નાથને કહેતી હતી,
રજની વિષે ન્યારા થવા-
દેવાની નાથ નથી નથી;

---

તીરછું=આડકતરું. નયનથી=આંખથી.
ભૂતકાળ=ગયો વખત. રજની=રાત્રી. ન્યારા=જુદા.

## દંપતિ જીવન બનાવો.

ગઈ કાલની ગઇ રેન
જોઇ રાહ હું હારી ગઇ,
રટી નામ હૃદયે આપનું
જીહ્વા તો મમ થાકી ગઇ. ૨૨
પેલો કુસુમાયુદ્ધ પ્યારા
એકલી જાણી મને,
નીજ બાણુથી શરપુષ્પ
મુકી મારતો પ્રેમે મને;
શું જોર ચાલે માહારૂં
અબળા અમારી જાતડી,
મેં નયન ભરી ભરી નીર
પ્યારા કાઢી આખી રાતડી. ૨૩
બે હાથ જોડી નાથ સામે
શીર નામી સુંદરી,
વિનતિ કરે ઓ નાથ !
જાશો રેનમાં હવે નહિ ફરી;

---

રેન–રાત્રી. રાહ–વાટ.
કુસમાયુદ્ધ–કામદેવ. નયન–આંખ
રાતડી–રાત.

## દંપતિ જીવન બનાવો.

પ્રેમે વચન નીજ પ્યારીનાં
સ્વીકારીયાં ઝટ સ્નેહથી,
નીજ કર ધરી કંઠે પ્રીયાના
'નહિ જાઉં' કહે નેહથી. ૨૪

*  *  *  *

*દંપતિ જીવન વિષે
કંઈ કંઈ બનાવો થાય છે,
પ્રેમી પુરા પરખે અને
વિષયાંધ ગોથાં ખાય છે.
જાતાં દિનો જે દંપતિનાં
જીવન જુદાં થાય છે,
આ લોકમાં અટવાય ને
પરલોકમાં પસ્તાય છે. ૨૫

---

*દંપતિ–પતિપત્નિ.



## ऋतु विहार.

### शरद्वर्णन.

सवैयामां.

શરદ ૠતુમાં સુંદરીઓ નીજ
શ્વસુરગૃહે જઈ વાસ કરે,
નવલ નવલ શણગાર સજી
નીજ નાથતણું દિલડું જ હરે !
નવલ વધુઓ નણંદી કેરી
શીખથી શયનગૃહે સરતી,
પ્રેમે પતિનું પુજન કરતાં
કો લલનાઓ લજવાતી. ૨૬

મન મુઝાએ તન તપે વળી
હૃદય ધડક ધડક ધડકે !
કંપતી કામિની કંથ નીહાળી
હૃદય વિષે ચાંપે ચાંપે;
કો રમણીની રમણ સાથ
રમતાં રમતાં રાત્રી જાતી,

-સાસરે. નવલવધુઓ-નવી વહુઓ. કંથ-ધણી.

## ૠતુ વિહાર.

વાણુ નીરખી કો વામાઓ
મન વિષે બહુ કચવાતી. ૨૭
કો ચતુરા નીજ ચતુર સાથે
ચઢી અગાસી ચંદ્ર જુએ,
કંઈ કંઇ વાત કરી કો કામિની
પ્રાણ તણા અંકે સુએ;
કો કામાઓ કનકવલય
નીજ કોમળ કરમાંહી ધરતી,
નુપૂર પાય ધરી પ્રેમદાઓ
દેવ તણા મંદિર સરતી. ૨૮
કો ગોરી ગરબે આવાને
નવરાત્રીમાં નીકળતી.
શીખ લઇ સાસુની શ્યામા
ઠાવકી બની ગરબે ફરતી;
ગાતી સાસુ સસરા મારાં
માબાપો નણદી બેની.
નાવલીઓ છે નાવ માહરૂં
ભવસાગર ડુબું શાની. ૨૯

---

અંકે-ખોળે. કનકવલય-સોનાનાં કડાં. નુપૂર-ઝાંઝર. નાવલીઓ-ધણી

## હેમન્ત ઋતુ વિહાર.

રૈન વધે ચિત્ત ચૈન વધે
ચપળાક્ષી બહુ ચંચળ બનતી,
હાવભાવથી હેમન્તે નીજ
ચતુર તણું ચિતડું હરતી;
વિધ વિધ પુષ્પ તણી મનહર માળા
મહિલા મોદે કરતી,
કંથ તણા કંઠે ઘાલી
પલ્લવ ઢાળી પાયે નમતી. ૩૦
સોડ તાણી સુતેલા સ્વામી-
સાથે સુંદરી સ્નેહે સરે,
બાલપણે 'સંતાકુકડી' રમતો-
રમતાં તે યાદ કરે;
પીયુ પ્રેમનું પાન કરી
રાત્રી પેઠે રામા વધતી,
વલ્લભથી વિયોગી વામા
દિન પેરે ઘટતી ઘટતી. ૩૧

મોદે-પ્રેમથી. પલ્લવ ઢાળી-સાલ્લાનો પાલવ પાથરી. સોડ તાણી-ચાદર ઓઢી. સરે-જાય. કંથ-ધણી.

## ઋતુ વિહાર.

વદી વદી અમૃત વાણી
કો વામા વરને વશ કરતી,
કુદરત પાઠ પઢાવે પ્રીત
કારણકે ઠંડી પડતી;
રંગ તણી રમઝટ જામે જ્યાં
શુદ્ધ બુધ સાન ભુલે ભામા,
નખના ક્ષત કે દંત તણા ક્ષતથી
રીસાતી નહિ રામા, ૭૨
ડાઘ પડ્યા દર્પણથી જોતાં
લજવાઈ લલના ફરતી,
વડીલ જનોની પાસે જાતાં
દંત વિષે છેડા ધરતી;
ભાતભાતનાં ભોજન આ-
ઋતુમાં સૌ દંપતિને પચતાં,
સુક્કા ટોપરા સરખાં મુખડાં
વિયોગીઓ કેરાં બનતાં. ૭૩

---

વામા-સ્ત્રી. પઢાવે-ભણાવે. ઠંડી-તાઢ.
ક્ષત-ઘા. દર્પણ-આરસી દંત-દાંત.
લલના-ફક્કડ સ્ત્રી. ભાતભાતનાં-જુદીજુદી જાતનાં.

# ઋતુ વિહાર.

++++++++++++++++++++++++++++++++++++++++

## શિશિર વર્ણન.

શિશિર ૠતુમાં શશી વદની
શણગાર સખત શરીરે સજતી,
સ્નેહથી લાડ લડાવી પીયુને
શયન ભુવન લઇ સંચરતી;
કો પ્રેમદાઓ ઉઠી પ્રભાતે
પતિ તણાં દર્શન કરતી,
કેશ છુટેલા સંભાળી વાળી
ઘરકામે સંચરતી. ૩૪
સેયામાં કાઢી મુકેલા
સુવર્ણના જે શણગારો
પ્રભાતમાં ઉઠી કો પ્રેમદા
કહે પતિને પહેરાવો;
રમણીને રમવા સરખી
રાત્રી આ ૠતુમાં ઠીક બને !
કેલી કળામાં રંગ જામતાં
ગુણીયલ ગોરી ગર્ભ ધરે. ૩૫

---

શશીવદની=ચંદ્રમુખી. શયનભુવન=સુવાનું મકાન.
સંચરતી=જતી. સુવર્ણના=સોનાના.

## રૂતુ વિહાર.

રહ્યો ગગન ઘન નીજ પ્યારી
પૃથ્વીને મુકતા મોકલતો,
નયને નીરખી વિયોગી વામાને
નીજ સ્વામી સાંભરતો;
મધ્યાહ્નને પણ મન્મથ આવી
મહિલાને બહુ મુઝવતો.
કંથ વિનાની કામા નયને
આંસુડાં બહુ બહુ ભરતો. ૩૬
પાસું બદલી સુતી પ્રેમદા
પ્રણય કોપથી રીસાતી,
તેજ પ્રેમદા પ્રાતઃકાળે
પીયુથી પ્રેમે રીઝતી;
શિશિર રૂતુની સરસ શર્વરી
સંયોગી સ્નેહે ગાળે,
વિયોગીઓ વહ્નિ સેવીને
દુઃખ થકી રાત્રી કાઢે. ૩૭

---

ઘન–વરસાદ. મુક્તા-મોતી(ઝાકળ) નયને આંખે.
મન્મથ–કામદેવ. પ્રણયકોપ–પ્રેમની રીસ.
શર્વરી-રાત્રી. વહ્નિ–અગ્નિ(દેવતા)

# રૂતુ વિહાર.

* * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * *

## વસંત વર્ણન.

વસંત આવી રસ અતિ લાવી
ભાવી લલના લાલ ઉરે,
વાણીમાં વશીકરણુ વસાવે
પરાગ પુષ્પોમાં પુરે;
સજી શણગાર સરસ કે શ્યામા
શયનભુવનમાં સંચરતી,
સુગંધીવાળાં સુંદર પુષ્પે
સ્વામીનું પુજન કરતી. ૩૮
કોયલની બોલી બોલી કો—
શ્યામા સ્નેહે સંતાતી,
સ્નેહ ધરીને સ્વામી શોધે
નવા નવા ખુણે જાતી;
વચનભંગથી રીસાઈ રામા
પતિ સંગ તજી જાતી,
વિનવણી કરવામાં વરની
રાત બધી વીતી જાતી. ૩૯

---

અતિ–બહુ. ભાવી–ગમી.
લલનાલાલ–રૂકડ સ્ત્રી પુરુષો.

❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖

## વર્ષા વર્ણન.

સંયોગી જનને સુખકારી
વર્ષાના દિવસો લાગે,
વિયોગી યોગી વિપ્રજનોના
ત્યાંથી દિલડાં ત્રાસે;
ગગન વિષે ઘન ગર્જતાં
કો ઘટસ્તની ઘટમાં થરકે,
કારમી ચીસ કરી કો કામા
કંથ તણા કંઠે વળગે. ૪૬
વર્ષા નીજ સુશળ ધારાથી
તપતી ધરતી તૃપ્ત કરે,
વિયોગી વામા વિલોકી વર્ષા
નીજ નયનોમાં નીર ભરે;
સરીતાઓ પણ સ્નેહે દોડે
સ્વામી સાગરને મળવા,
ચીતહુર ચાલે ચાલી ચતુરા
જાય કો કામુકને હરવા. ૪૭

---

ઘન–વાદળી. કામુક–કામી જન
ઘટસ્તની–મોટા કઠણ સ્તનવાળી.
ઘટમાં–મનમાં. થરકે–બીહે

# ૠતુ વિહાર.

## ગ્રીષ્મ વર્ણન.

ગ્રીષ્મ ૠતુના દિવસો સારા
જુવાન સ્રી પુરૂષ ગણતાં,
વિવિધ વિલાસો વિલાસ વાડીમાં
વર વધુઓ ભોગવતાં;
કો લલનાઓ લતા કુંજમાં
સ્વામી સહ દિન નિર્ગમતી,
તાપ પડે તન સુકાએ વળી
ઉરોજ ભુમિ ઉપસતી. ૪૨
કો કામિની કંથ તણા કંઠે
નીજ કર હોંશે ધરતી,
વિહાર કરવા વલ્લભ સાથે
સુંદર સરવર ઉતરતી;
મધ્યાહ્‌ને મહિલા હીંડોળા-
ખાટ વિષે હોંશે ઝુલે,
પીયુ ખરીદી પાસ ધરે છે
અમુલ્ય પ્રેમ તણા મુલે. ૪૩

---

વિલાસો-આનંદો. વિલાસવાડી-આનંદ કરવાનો બાગ.
વરવધુ-ધણીધણીઆણી. નિર્ગમતી-ગાળતી.
ઉરોજભૂમિ-સ્તન. ઉપસતી-ઉંચી આવતી

## ઋતુ વિહાર.

પુષ્પ તણા શણગાર સજી
કો સુંદરી સ્વામી સમજાવે,
પરસેવો થાતાં પોચુ પાસે
પ્રેમે પંખો નંખાવે;
આલીંગનથી અકળાઇ કો-
કામા કરમાં કમળ ધરી,
ક્રોધે પીયુને તાડન કરતી
પણ હૈયામાં હોંશ ખરી !! ૪૪

તાપ થકી સ્તન સુકાયાં
ચપળાક્ષી કો ચંદન ચરચે,
શાંતિ થાતાં સ્નેહ રાજ્યમાં
સ્વામીને બંધન બાંધે;
ઉનાળાના દીર્ઘ દા'ડા
ભોગીજન એ રીત ભોગવતા,
એજ દિનો જંગલ ભટકાવી
યોગીજનને મુઝવતા. ૪૫

---

ચપળાક્ષી=ચપળ આંખવાળી.
દીર્ઘ=લાંબા. મુઝવતા=અકળાવતા

## ઋતુ વિહાર.

નવલ વધુને નાથ રીઝાવી
નીવી પર નીજ હાથ ધરે,
શરમાઇ શ્યામા નીજ નાથનો
હાથ નીવીથી દુર કરે;
રતિ તણી ભીતીથી ભામા
મનમાંહી બહુ મુઝાતી,
હા ના કરતાં મદન જોરથી
લલનાની લજ્જા જાતી. ૪૦
મુગ્ધા યુવતિ કે તરૂણી
સ્વામી વિણ સૈયામાં જાગે,
પ્રેમી દંપતિ પ્રેમ ધરી
આ વસંતમાં કંઠે વળગે;
સર્વ ૠતુની શિરોમણી
આ વસંતમાં છે બહાર બહુ.
વિહાર વલ્લભ સાથે કરતી
વિવિધ પ્રકારે વામા સહુ. ૪૧

---

નવલવધુ-નવી વહુ. નાથ-ધણી.
નીવી-નાડું. નીજ-પોતાનો.
ભીતી-બીક. ભામા-સ્રી.

## ઋતુ વિહાર.

પ્રચંડ વિજળીના ચમકારે
વામા કો વરને વળગે.
વિયોગી નારો નાથ વિના
નીજ સેચામાં સળગે સળગે;
વસુંધરા વર્ષા સંગે રંગે
રમતાં બની રૂપાળી.
નવલ કીશોરી કીશોર સંગે
નવ પલ્લવ બનતી ભાળી. ૪૮

નવલ કુંપળ છે કુંજે કુંજે
નીલતા છે શૃંગે શૃંગે,
સૌના દિલને શાંતિ વળી
પણ વિયોગી નર નારી ધ્રૂજે;
વિવિધ પ્રકારે નવલ વધુવર
વિલાષ વર્ષામાં કરતાં,
વિલાષી જન પણ હર્ષે વર્ષે
વિયોગીઓનાં દિલ બળતાં. ૪૯

વામા-સ્ત્રી. વસુંધરા-પૃથ્વી. કુંજ-ગુફા. દિલ-મન.

વિવિધ ઋતુમાં વિવિધ વિલાસો
વ્હાલ ધરી વધુવર કરતાં,
વન ઉપવન વળી વિલાસ ભુવને
સ્નેહી દંપતિ સંચરતા;
કંઇ કંઇ કળા કરી કામા કંથો
દુઃખ દુનિઆનાં ભુલતા,
પતિ પત્નિમા પ્રેમ વધેથી
પ્રભુ પંથે પ્રેમે સરતાં. ૧૦



ઉપવન-બગીચો. પ્રભુ પંથે-પ્રભુના રસ્તે

# જાહેર ખબર.

અમારા કદરદાન ગ્રાહકોને જણાવવાની રજા લઇએ છીએ કે અમો હમેશાં અમારા ગ્રાહકો ખુશી રહે અને તેઓ બધા અમારા માટે સંતોષ ધરાવે એવોજ વહેવાર રાખીએ છીએ અને તેમાંજ અમારૂં ભાગ્યોદય સમજીએ છીએ. અમો ગુજરાતી, અંગ્રેજી સ્કુલમાં ચાલતી તમામ બુકો, સ્ટેશનરી, ડ્રોઇંગ બુકો અને ડ્રોઇંગનો સામાન તથા ઓફીસોને લગતો તમામ સ્ટેશનરીનો સામાન પુરો પાડીએ છીએ.

સાહીની ટીકડીઓ અને પડીકાં ઘણાં ઉત્તમ મળશે. નંગ ૧૦૦ કીંમત રૂ. ૧—૪—૦ એકવખત નમુના દાખલ મંગાવી ખાત્રી કરો. નમુના કીંમત રૂ. ૦—૦—૩. ભાવ વગેરેની માહીતી માટે નીચેના સરનામે પત્રવહેવાર કરશો.

**શા. છોટાલાલ રણછોડદાસ.**
**ધી સરસ્વતી બુક ડેપો.**
**નડીઆદ.**

**ફક્ત દોઢ આનાની પોષ્ટ ટીકીટો આ બુકડેપો પર મોકલી આપવાથી 'મદનગીતા' નામનું રસીલું પુસ્તક મોકલી આપવામાં આવશે.**

# જાહેર ખબર.

અકુળાયલા મગજને રાહત આપવા માટે સી. આઈ. દેસાઇની કંપનીમાં પધારો

કેમકે:—

તેમાં લહેજતદાર ઉત્તમ ચાહ, કોફી, કોકો સીગારેટસ, સીગાર્સ વગેરે જથાબંધ તથા છુટક કીફાયત ભાવે મળશે તેમજ માચીસ, શાહી, પરફ્યુમરી ડેન્ટીસ એન્ટીસેપ્ટીક ટુથ પાવડર વગેરે મળશે. હોટેલોવાળાને ખાસ અમારી કંપનીમાં આવવા અગર પત્રવહેવાર કરવા ભલામણ છે.

## સી. આઈ. દેસાઇની કંપની.

સાંથપીપળી—નડીઆદ.

ફક્ત દોઢ આનાની પોષ્ટ ટીકોટો અમારી કંપનીમાં મોકલી આપવાથી ' મદન ગીતા ' નામનું રસીલું પુસ્તક મોકલી આપવામાં આવશે.

